# "સ્કાઉટ-સ્ટડી"

યાને

# 'ગરીબના બેલી પરમેશ્વર.'



( સ્વ. બાળકૃષ્ણ ચરિત્ર--"ધી પારસી બૉમ્બે બોય સ્કાઉટસ ટ્રુપ

અને વુલ્ફ કબ્સ-પેક" માટે લખાયો છે )

અને

"ધી પારસી બૉમ્બે સ્કાઉટસ ટ્રુપ"થી ભજવવામાં આવશે.



૧૯૩૧ કર્તાઃ 'હુરમીસ.'

ધી જમશેદજી નસરવાનજી પીટીટ પારસી ઑરફનેજ કૅપટન પ્રીંટીંગ વર્કસ,
લાલબાગ, પરેલ, મુંબઇ નં. ૧૨.

## "સ્કાઊટ સ્ટડી"—યાને—"ગરીબનો બેલી પરમેશ્વર"

### માટે કર્તાના બે બોલ.

આ ચાનકરૂપિ ચરિત્ર આદીતવાર તા૦ ૨૫-૧૦-૩૧ ના દીને સુહવારના **"રોયલ ઓપેરા હાઊસ"** મધે ભજવવામાં આવશે. **"ધી પારસી બોમ્બે બોય સ્કાઊટસ** ટ્રુપ અને **ગુલ્ફ કબ-પેક"** માંટે લખાયો છે અને તેના વાર્ષિક ગેધરીંગ માટે ભજવવામાં આવ્યો છે. આ ટ્રુપના સ્કાઊટ માસ્તર ભાઇ પીરોજશાહ મેરવાનજી મીસ્ત્રી ઘણાજ ઉમંગી, ચંચળ, ચપલ સ્કાઊટ છે, અને પોતાના બીજા ભાઇબંધ સ્કાઊટ માટે અત્યંત ઉત્સાહ તથા ઉમંગ રાખે છે, તેઓના આગ્રહથી ઉપલો રમુજ સાથ બોધ આપતો તત્વ સંગીત સાથે રજુ કરી મેં મારી સેવા અર્પણ કરીછે.

એક સ્કાઊટ **શા માટે, કેવો** અને **કાંય** હોય, તેનો અચ્છો ચિતાર ટુંક ભાગોમાં ગુંથી આપ્યો છે, અને નાના બચ્ચાંઓ તે ભજવે છે, અને બને એટલી અચ્છી રીતે તેને બહાર પાડવામાં ઉમંગ લીધે છે.

એ ટ્રુપ માટેજ **'પાસા પર આશા'** ગયે સાલ લખ્યો હતો, હાલમાં આ લખી વધુ ઉત્તેજન તથા **સહાય આપવા** સીવાય બીજો કોઇ મકસદ રાખવામાં આવી નથી.

લા૦ હુવાગીર સેવક,
(કર્તા) **હોરમસજી સો. મીસ્ત્રી. 'હરમીસ',**
**તે ઉપલી ટ્રુપના વાઇસ-પ્રેસીડન્ટ તથા ટ્રેઝરર.**

ટ્રુપને મદદ કરવા માટે ભાઇ હરમીસનો આભાર માન્યે છીયે.
સેવક. **પીરોજશાહ મે. મીસ્ત્રી.**

---

# "અહુરાની આરાધના."



ચીત રાખો સત્ય કામે
અહુરા ભાણે તેને નામે—તેને હામે રોજ,
જેથી મન રહે શાદ—મલે તેની દાદ રહો હરદમ સઉ આબાદ–ચીત રાખો.
યજદાની તમ કીર્તી સાંધો—સ્પીતમાનો જુન્દો બાંધો,
હીતે પ્રીતે સેવા ચાહો—ફલશે સઉ મુરાદ—ચીત રાખો.

---

## "સ્કાઉટ-(કેરેકટર)-સ્ટડી!"
## યાને
## "ગરીબનો બેલી પરમેશ્વર!"

દેખાવ—સ્કાઉટ કેમ્પ.

(સ્કાઉટ માસ્તર સ્ટડીમાં—બીજા સ્કાઉટસ અને કબ્સ નાના નાના ગ્રુપમાં વાતચીતમાં અને સ્કાઉટીંગના કામોમાં મશગુલ-થોડા વખતનો જોડાયલો એક સ્કાઉટ (૧૫ વર્ષનો) યુનીફારમમાં આવી (આંખ નાંખ ચોળતો, રડવાના અવાજ સાથે-બધાઓનું ધ્યાન ખેંચતો આવીને ઉભો છે-અજાયેબી સાથ બધા હસે છે અને તેના ઉપર સઘળાઓની આંખ ટંકાય છે).

**સ્કાઉટ માસ્તર કેકી**—અલો! વોટસ અપ! શુ છે સ્કાઉટ રૂસી!

**પેટ્રોલ લીડર ભીખાજી**—(દુરથી બાજુમાં) Oh God! બાવાનો બુચો જોયો કે?

**નવો સ્કાઉટ રૂસી**—હં-હં-અં-અં-મ અ અ અ ને પે પે પેલા આ આ આ પેટ્રોલ લીડરે માર્યો.

દુરથી **સ્કાઉટ કાવસ**—સર! તદન જુઠું!

**સ્કાઉટ માસ્તર કેકી**—કાવસ! કાવસ! ડીસીપ્લીન? Speak when you are asked for.

**સ્કાઉટ કાવસ**-સર! I am sorry! (સલામી સાથે માફી માંગી ઉભો).

**સ્કાઉટ માસ્તર કેકી**—શું છે, રૂસતમ! શું છે?

**સ્કાઉટ રૂસી**—સાહેબ, મને માર્યો—

**સ્કાઉટ માસ્તર કેકી**—તમે રૂસતમનું કિયાની નામ ધરાવવા છતાં, આટલા મોટા થઇ રડોચ તે કેવા લાગોચ?

**સ્કાઉટ અદી** (બાજુમાં)—છોલેલા ઉંદર જેવો લાગેચ મને-તો-બા એ આયોચ ત્યારથી અક્કરકુસ દેખાયચ!

**સ્કાઉટ રૂસી**—પણ જ્યારે મને ક્યાની રૂસતમ જેવો ગણાય ત્યારે મારી પાસે કેવું હલકુ કામ કરાવોચ! તે માટે સર, એવણને પુછોની?

**સ્કાઉટ માસ્તર કેકી**—તમને કોણે કામ સોપ્યું?

**સ્કાઉટ રૂસી**—(આંગલી દેખાડી) પેલા ભીખા ભુતે!

**સ્કાઉટ માસ્તર કેકી**—પેટ્રોલ લીડર ભીખાજી નામ બોલો! ભીખો ભૂત કોણ?

**સ્કાઉટ રૂસી**—સાહેબ, બધાઓ એવનને એજ નામે બોલાવેચ.

**સ્કાઉટ માસ્તર કેકી**—જોકમાં તેઓ તેમ કરતા હોય? પણ તમારે ગુસ્સામાં, ખાસ તેમ નહિ કરવું! એવણને ભૂત કાંય કહેવામાં આવેચ?

**સ્કાઉટ રૂસી**—સર, એવન જ્યાં હોય ત્યાં અચાનક ભૂતની માફક હાજર રહેચ તેથી.

**સ્કાઉટ માસ્તર કેકી**—એ તો ઔર ચાલાકી કહેવાય! ચાલો બોલો તમુને શું કામ સોપ્યું?

**સ્કાઉટ રૂસી**—એક બકેટ પડી હતી તે મને ભરીને લાવવા કહી.

**સ્કાઉટ માસ્તર કેકી**—તમે તેમ કીધુ કે?

**સ્કાઉટ રૂસી**—નો સર.

**સ્કાઉટ માસ્તર કેકી**—નાફરમાન થયા? કાય?

**સ્કાઉટ રૂસી**—સાહેબ? હયાં હું શું પાણીની બાલડીઓ ભરવા આયોચ કે?

**સ્કાઉટ માસ્તર કેકી**—ત્યારે શું કરવા આયાચ?

**સ્કાઉટ રૂસી**—અરે મારા મ્માને હું ટ્રુપ ડ્રેસમાં ઘણો ગમુચ તેથી આયોચ?

**સ્કાઉટ માસ્તર કેકી**—તેથી શું કહેવા માંગોચ?

**સ્કાઉટ રૂસી**—તેથી હું Uniform પહેરી ટ્રુપમાં ફકટ મારી મરજી પ્રમાણે રમવા, અને મને ગમે તેજ કામો કરવા આયોચ.

**સ્કાઉટ પેસી**—(બાજુમાં) ચલ્લાને દલ્લા સીવાય કંઇ ગમતુજ નથી, સ્કાઉટ કેમ્પને બાવાજીનું ઘેર સમજેચ!

**સ્કાઉટ માસ્તર કેકી**—તમો જાણોચ સ્કાઉટ રૂસી કે સ્કાઉટની Duty શું છે તે? તમોને તે શીખવવામાં તો આવીજ હશે?

**સ્કાઉટ રૂસી**—હાજી! શીખવી હતી.

**સ્કાઉટ માસ્તર કેકી**—અને તે Duty શું છે?

**સ્કાઉટ રૂસી**—જે કામો કહેવામાં આવે-તે માટે શીખવ્યું'ચ, સર, કે "Be always ready."

**સ્કાઉટ અદી**—(બાજુમાં) અરે-લે-લે-લેડી કે લેડો? છાટી કે છાટો!

**સ્કાઉટ માસ્તર કેકી**—પછી તમુને કહેવામાં આવેલું કામ કેમ નહી કર્યું?

**સ્કાઉટ રૂસી**—પણ સાહેબ! Be always ready માં મને તેવું કાંઇ હલકું કામ જણાવ્યું નથી.

**સ્કાઉટ માસ્તર કેકી**—હલકુ કામ?-ત્યારે આજથી જાણો કે "સ્કાઉટ માટે કોઇપણ કામ કરવું હલકુ નથીજ, જે કામ કહે તે તમારે કરવુંજ પડશે તેબી કોઇબી સવાલ કરવા વગર, તેજ ખરી Discipline છે?

**સ્કાઉટ રૂસી**—અને નહિ કરૂ તો? સર.

**સ્કાઉટ માસ્તર કેકી**—તમોને કાઢી મુકવામાં આવશે.

**સ્કાઉટ રૂસી**—સર! તે છતાં બસ હું તો Uniform પહેરીને ફરશ.

**સ્કાઉટ માસ્તર કેકી**—તમોને Uniform કાઢીને મમ્મા આગળ જવું પડશે.

**સ્કાઉટ રૂસી**—પણ સર, આ ડ્રેસ વગર જાઉ તો મમ્માજી ચીરડાશે, છેડાશે અને મને પોતાની આગળથી દુર કરશે.

**સ્કાઉટ સોલી**—(બાજુમાં) મમાંએબી ઠીક ધાત ઘડીયોચ? કાકા તો ખરેજ અકરૂદાસ છે.

**સ્કાઉટ માસ્તર કેકી**—ત્યારે ફરજ છે કે-મમાંને માન આપવાનો-એકલો ઇલાજ-તે-તમારા વડીલ પેટ્રોલ લીડરને તાબે થઇ—તેમનું કામ કરવું.

**સ્કાઉટ રૂસી**—સાહેબ તમે ફરમાવો તો કરૂં-પણ બીખો ભૂત......

**સ્કાઉટ સોલી**—(બાજુમાં) બચ્ચાં બીખો ભૂતજ તારી સુધ ઠેકાણે લાવશે.

**સ્કાઉટ માસ્તર કેકી**—નહિ એમ નહિ બોલવાનું, ફરી એમ કેમ બોલ્યા? પેટ્રોલ લીડર બીખાજી કરીને બોલો! તમોને સ્કાઉટ તરીકે રહેવું હોય તો-તાબેદારી-જે સ્કાઉટીંગનો **પ્રથમ પાયો છે**-એમાંજ ધરમ અને સ્કાઉટીંગનો બધો પાઠ સમાયો છે. તેજ **પ્રમાણે** ચાલવું જોઇએ!

**સ્કાઉટ રૂસી**—ત્યારે સાહેબ તમે મને કહો છો તે કરવુંજ પડશે?

**સ્કાઉટ માસ્તર કેકી**—જરૂર! જો સ્કાઉટ Uniform રાખવો હોય તો? એ ડ્રેસજ બધી ફરજદારી કરવા માટેનો **એખલો ઉપાય છે.** બળકે સારી ચાલ ચલણની શોભાનું, એ ડ્રેસ એક ઉતમ સાધણ છે.

**સ્કાઉટ રૂસી**—ઠીક સાહેબ.

**સ્કાઉટ પેસી**—(બાજુમાં) આયો ઠેકાણે!

# ખાસ મોટી ફી પણ ખરચીને લોકો પોતાનાં બચ્ચાઓને "ગોળવાલા કલાસો"નેજ કાંય લાભ આપે છે?

## કારણ કે—

(૧) ગોળવાલા કલાસમાંથી ગમ એવા નબળા અને પછાત છોકરાઓ પણ પાસ થઇને સહેલાઇથી બહાર પડી શકે છે. એવા સેંકડો છોકરાઓ અત્યાર લગીમાં મેટ્રીક થઇને બહાર પડી ચુકયા છે.

(૨) ગોળવાલા કલાસમાં દરેક વીદ્યાર્થીપર છુટું ધ્યાન અપાય તે માટે ઢગલાબંધ છોકરાઓ ભરવામા આવતા નથી, અને તેથી ચંચળ છોકરાઓને એક વરસમાં બે કલાસો ચઢવાનો ખાસ અનુપમ લાભ મળે છે.

(૩) ગોળવાલા મેટ્રીક કલાસનાં દર સાલ જે ઝળકતાં પરીણામો આવે છે તે ઘણી હાઇ સ્કુલોના સરખામણીમાં અતી વધુ ચઢીયાતાં હોય છે.

(૪) વળી જેઓ બધી બાબદોનો બોજો નહીં ઉપાડી શકે તેઓને માત્ર કામ જોગુંજ અંગ્રેજી અને હીસાબ બહુ જલદી શીખવી નોકરી ધંધાને લાયક બનાવવામાં આવે છે. એવા હજારો વીદ્યાર્થીઓ અત્યાર લગીમાં બહાર પડી આજે સ્વતંત્ર રીતે રળતા કમાતા થઇ ગયા છે.

(૫) સ્પેસ્યાલીસ્ટો તેમજ અનુભવી ત્રેન્ડ, અને કસાયલા ગ્રેજ્યુએટો સીવાય બીજા શીક્ષકોને રોકવામાં આવતાજ નથી.

(૬) મેટ્રીકનાં તથા બીજા દરેક વર્ગમાં પ્રીન્સીપાલનાં શીક્ષણનો લાભ મળે છે, તેમજ દરેક દરેક વીદ્યાર્થી ઉપર પ્રીન્સીપલ જાતી દેખરેખ રાખે છે.

(૭) મેટ્રીકના કલાસમાં માત્ર ૧૨ વીદ્યાર્થીઓ વચ્ચે ૬ શીક્ષકો (સઘળા સ્પેસ્યાલીસ્ટો, એમ.એ., એલએલ.બી., એસ.ટી.સી.ડી.) રોકાયલા છે.

(૮) ગોળવાલા કલાસ એકલોજ છે કે જેની યુનીવરસીટીના પરીક્ષકો તથા જાણીતા એજ્યુકેશનીસ્ટો વખતો વખત પરીક્ષા લે છે, અને ઘણા ઉંચા અભીપ્રાયો જાહેર કરી અત્રે મળતી કેળવણીની જાતજાત તારીફ કરે છે.

(૯) જેઓ બીજાઓ ભેગાં શીખવાને અચકાતાં હોય તેઓને તદન અલાહેદાં જુદાં શીક્ષણનો પણ લાભ મળી શકે છે.

દાખલ થવા માટે મળો—**એરચ રૂસ્તમજી ગોળવાલા**, પ્રીનસીપલ તથા માલેક,

**"ગોળવાલા કલાસો,"** ઘુંબાખાના સામે, કોટ, મુંબઈ.

**સ્કાઉટ માસ્તર કેકી**—વારૂ બીજી શું ફરીયાદ છે?

**સ્કાઉટ રૂસી**—સાહેબ, એક દીવસે અમે થોડાક રમતાં હતાં, **સાંજનો** વખત હતો—તેવામાં **મામા** થઇ આવીને—મને બીધરાવ્યો.

**સ્કાઉટ માસ્તર કેકી**—તમે આટલા મોટા ગબરૂજવાન-તમારા માયજીના ભાઇ રૂપે એવન મામા થઇ આવ્યા-તેથી તમે બીધા!

**સ્કાઉટ રૂસી**—નહિ સાહેબ તે મામા નહિ.

**સ્કાઉટ માસ્તર કેકી**—વરી બીજા ત્યારે કેવાક મામા આવે?

**સ્કાઉટ પેસી**—(બાજુમાં) રખે કોઇ દોરૂં કરે?

**સ્કાઉટ રૂસી**—નહિ સહેબ-તે મામા નહિ—એ તો પેલા જંગલનો **વાઘ મામા** થઇ આવ્યા. (બધા **હસે** છે.)

**સ્કાઉટ માસ્તર કેકી**-Nonsense! સ્કાઉટ થઇને એમાં બીહવાનું કેવું?

**સ્કાઉટ રૂસી**—વારૂ સાહેબ.

**સ્કાઉટ માસતર કેકી**—Here પેટ્રોલ લીડર ભીખાજી! આ **સ્કાઉટ** રૂસીને તમે જે કામ સોપ્યું હતું તે મારી સાંમે-તે કરવા-ફરીથી ફરમાવો—

**પેટ્રોલ લીડર ભીખાજી**—(સલામી આપી) યસ, સર! (રૂસી આગળ ફરીને) વેલ સ્કાઉટ રૂસી જાઓ! અને પેલી બાલડી ભરી લાવો.

**સ્કાઉટ રૂસી**—Yes! Brother, (સલામી કરી જવા તૈયાર થાય છે).

**સ્કાઉટ માસતર કેકી**—Well done Bravo! Rustom **you** are a Good boy! (રૂસતમ જાય છે)—Well brother scouts!

**બધા સ્કાઉટ્સ ને કબ્સ**—Sir.

**સ્કાઉટ માસતર કેકી**—આપણે સાથે મલી ભેગી બંદગી કરીયે.

(બધા સાથે ગાયે છે મોનાજાત-યા-માલકોશ-રાગ).

શુકર પાક-અહુરા ઓ પરવરદીગાર—દીધો-તુંએ-જરાથુસ્ત **યાર**!
જેની તરીકતો-**દીની ભલી**—જેની ખુબીઓ-ધરમમાં મલી—
ચલણમાં હમે તે મુકીશું તમામ—ભરીને નમનમાં હઝારો સલામ!—
હુમત-ના હમે તો ભરીશું કલામ—હુખ્ત ગાઇશું રે-હમે ઠામઠામ!
આતષ નમન તો કરીશુંજ ખાસ—ખુરશેદ-માહમાં ભરશુંજ આશ—
નમન છે-હમારા-તુંને સદ હઝાર—મુરાદ સાથ પાલોરે પરવરદીગાર?—

**સ્કાઉટ માસ્તર કેકી**-(બધાને)To your work again, brothers.

(રૂસતમ બાલદી સાથે હાજર થાય છે).

**પેટ્રોલ લીડર ભીખાજી**—ઓ ક્રિયાનીના નામને એબ લગાડનાર રૂસ્તમ!

**સ્કાઉટ રૂસી**—હવે તારી લાહેરી છોડી દે—મારો આબેર થયોછ દમ!

**સ્કાઉટ અહી**—(બાજુમાં)-પાછો આડો ફાટે—

**પેટ્રોલ લીડર ભીખાજી**—અરે-ઓ ઉખરા! તું આએ શું લાયો!

**સ્કાઉટ રૂસી**—તારા મોને લગાડવાને કાડવ લાયો! (બધા હસે છે.)

**સ્કાઉટ પેસી**—(બાજુમાં) નહી સુધરે-નહી સુધરે.

**સ્કાઉટ માસતર કેકી**—(એકાએક સ્કાઉટ રૂસી ને પેટ્રોલ લીડર ભીખાજી પર બધાના હસવાથી નજર પડે છે). quiet! કાંય સ્કાઉટ રૂસી તું આય શું લાયો!

**સ્કાઉટ રૂસી**—સાહેબ-એવણે કહ્યું કે—"બાલદી ભરીને લાવ" તેથી હું કાદવ લાયો.

**પેટ્રોલ લીડર ભીખાજી**—(વચ્ચે)-પણ મેં તો પાણી માંગ્યું.

**સ્કાઉટ રૂસી**— તમે-કાંઇ માગ્યુંજ નથી-તેથી હું કાડવ લાયો.

**સ્કાઉટ માસતર કેકી**—ત્યારે પાણી કેમ નહિ લાયો?

**સ્કાઉટ રૂસી**—એવણે તેમ માંગ્યું નહિ.

**સ્કાઉટ માસતર કેકી**—તમે પૂછ્યું કાંય નહી?

**સ્કાઉટ રૂસી**—Discipline! તમે કહ્યું કે "ફરમાવે તે કરવાનું! સવાલ પુછવાનોજ નહી-તેથી મારી સમજમાં આવ્યું તેમ કર્યું-(માસ્તર હસે છે).

**સ્કાઉટ પેસી**—(બાજુમાં) બડો જબરો છે! હું તો જાણતો હતો કે બોચ્યું છે.

**સ્કાઉટ અહી**—(બાજુમાં) અરે બોચ્યું કેમ છે-પાવલી સેરવીને પોંચ્યું ખેંચી જાય તેવો છે.

**સ્કાઉટ-માસતર કેકી**—(દરેક સ્કાઉટને કહે છે) વેલ-બધાંએ સુંજી સમજીને કામ કરવું! (પેટ્રોલ લીડર ભીખાજીને) તમે સ્કાઉટ રૂસીને કામ ફરમાવ્યું ખરૂં, પણ શું લાવવાનું તે નહિ કહ્યું, એને પોતાના **હુશીયારી** વાપરી.

**પેટ્રોલ લીડર ભીખાજી**—હા સાહેબ! હું પાણી બાલ-બોલતાં ભૂલ્યો!

**સ્કાઉટ માસતર કેકી**—કારણ જાણો છો!

**પેટ્રોલ લીડર ભીખાજી**—હા સાહેબ! ગરમા ગરમીમાં-અને ઉસકેરાટમાં હું ભૂલ્યો.

**સ્કાઉટ માસતર કેકી**—સ્કાઉટ માટે શાંતપણું-ધીરજ ઘણાં જરૂરના છે—વેલ સ્કાઉટ રૂસી હું તારી ઉપર એક ફરજ નાખું છું.

**સ્કાઉટ રૂસી**—બોલો સાહેબ!

**સ્કાઉટ માસતર કેકી**—તમો તે જરૂરજ બજાવશો!

**સ્કાઉટ રૂસી**—હા સાહેબ! મારૂં બનતું કરશ-ફરમાવો!

**સ્કાઉટ માસ્તર કેકી**—આજથી કાઇપણ વખતે-એવું અચ્છું કામ કરી-મને બતલાવશો-કે જેથી હું તમોને ઘણીજ શાબાશી આપવા તૈયાર રહું.

**સ્કાઉટ રૂસી**—ઠીક સાહેબ!

**સ્કાઉટ પેસી**—(બાજુમાં). રખે ને કંઇ આટો બાફે?

**સ્કાઉટ માસ્તર કેકી**-All right boys! Disperse for tiffin.

(બધાઓ-સ્કાઉટ મારતરને સેલ્યુટ કરે છે-સ્કાઉટ માસ્તરની પછવાડે બધાઓ જાય છે, સ્કાઉટ રૂસી એકલો રહે છે).

**સ્કાઉટ રૂસી**—હું બી તો ખરો-કે કંઇક-નામદારી કાઢી માસતરનો વ્હાલો થાઉ-અને મારા નામ પર શાબાશી થોકાઉં.

બસ ચંચલ પાણી-હું બતલાઉ-ખરે બતલાઉ-ખરે છળકાઉ
જો રૂસ્તમ નામ-નહી ઝળકાઉ—ખરે શરમાઉ! ખરે શરમાઉ?
હું જંગી છું-ખુશ રંગી છું-દશવાર—હું લતપત પંચી છું
હું ગાવું કંઇ-હું ચાહુ કંઇ—ભડકાઉ કંઇ-ઉઠલાવું કંઇ
ધંતર-મંતર-જંતર-તણુતર—ભરી ભરી ધરી ધરી હું બહેકાઉ=બસ.

---

## અંક પહેલો-પ્રવેશ બીજો.

(ઓરડાનો દેખાવ-ગરીબાઇ-લાચારબાઇ-પોતાના બેટા સાથે બેઠી છે).

**દીકરો**—(મમાને પેટમાં દાબી)-વ્હાલાં મમ્મા-તમે કેવાં રડોચ! પપા તો તમે કહેવોચ કે સદાના ગીયા (બન્ને રડતાં, ખોળામાં દબાય).

**મમ્મા**-હા દીકરા! સદાના બહેસ્તમુકામ થયા-અને આપરે આફતમાં રહયાં.

**દીકરો**—હવે પપા નહીજ આવશે કે? ત્યારે પપા વગર આપરે હવે શું કરશું?

**મમા**—આપરા ખુદાપર ભરૂસો રાખી, આપરા પયેગમ્બરની યાદ ધરશું.

**દીકરો**—પણ તે લોક તો કોઇ આવતું નથી.

**મમા**—નહી દીકરા-તેઓ અહી નહીં આવે.

**દીકરો**—ત્યારે?

**મમા**—આપરે સબુરી રાખી દીવસ કાઢવા જોઇએ! બંદગીમાં યાદ કરવા જોઇએ.

**દીકરો**—પણ મમા! તમે તો રોજ બંદગી કરતાં હતાં, પછી એમ કાંય?

**મમા**—મરજી ખોદાની! ચાલ દીકરા, પેલી બંદગી શિખવી છે, તે ગાઇજા.

**અહુરાને નમન**-(ભેરવી-દાદરો).

ધરો! અહુરને નમન ધર—મનરે ધીરે=અહુરને.
આતશ પાણી-તેની શાની—ભાન રાખીને ગણરે=અહુરને.
ગાવો નિત્ય તેને સદમાં—તેજ મન તેજ તન ભણરે=અહુરને.

## SCOUT LAW No. 8.

## "A Scout is Thrifty."

કરકસરની કીંમત સમજવી તે દરેક સ્કાઉટે શીખવાની ઘણી ફરજોમાંની એક અગત્યની ફરજ છે. કંજુસાઇ કરી, ખીસામાં યા પેટીમાં પૈસા મુકી રાખવાથી તે બચાવી શકાતા નથી. ત્યારે કેમ બચાવશો?

**ધી સેંટ્રલ બેંક ઓફ ઇંડીયા, લીમીટેડની હોમ સેવીંગની યોજનાનો** અભ્યાસ કરી, તે ખાતામાં દરરોજ, દર અઠવાડીએ કે દર મહીને અનુકુળતા પ્રમાણે નીયમીત રીતે થોડી થોડી રકમ પણ બચાવતા જશો તો દશ વરશમાં તમો એક નાની જેવી દોલત એકઠી કરી શકશો.



"મારી પીઠ પાછળ એક સદ્ધર બેંક છે અને તે '**મારી** બેંક' છે," એવા મગરૂરી ભર્યા શબ્દો બોલવાને દરેક સ્કાઉટ તૈયાર હોવો જોઇએ.

**સો. ન. પોંચખાનાવાલા, મેનેજીંગ ડીરેકટર.**

## ધી સેંટ્રલ બેંક ઓફ ઇંડીયા, લીમીટેડ.

**દીકરો**—હા મમા-પણ તમો મને કઇ કઇ ખાવાનું આપોચ-જ્યારે તમે તો કાલના ભુખાં છેઓ. કંઇ ખાધુંબી નથી.

**મમા**—નહી દીકરા હું ભુખી નથી-પણ તારા બાપની યાદ આવતાં ભૂખ ભૂલી (આંખમાં રોમાલ દાબી દે છે).

**દીકરો**—નહી વ્હાલી મમી-તમે-ભુખ અને દુઃખ બેઉ ખમોચ-હું નાનો છેઉ-પણ મારા વ્હાલા પપા-મમાના વ્હાલે મને સમજ પડેચ-માયજી! હું કોઇને ત્યાં જઇ કઇ ચાકરી કરૂ?

**મમાં**—તું! તું! દીકરા હમણા ચાકરી હોય?

**દીકરો**—કાંય? તેમાં શું છે! મારી ઇસકોલનો દોસ્ત કાસમ મીસતરી-એ ચોપડી ભણી મેચીશ વેચેચ-તેની મમીને સાંજે કઇ પૈસા લાવીને આપેચ.

**મમાં**—ઓ મર્‌રે દીકરા! તારી પરથી (પેટમાં ચાંપેચ નવધાર રડેચ) (બારણું ઠોકાયચ) આવોજી? અંદર આવોજી? કોણ છેઓ! (આંખ લુછેછ).

**પારસી**—(અઘોર પારસી દાખલ થતા-મમા ગભરાયચ) ના ગભરા? ના ગભરા? મારાથી ના ગભરા! તારી ઉપર ખરી આફત આવી (બાઇનું માથું પેટમાં લઈ પસવારેચ.)

**મમાં**—ઓ તમે કેવા દયાળુ છેઓ દાદાભાઇ! તમોને ખોદા સુખ આપો!

**દાદાભાઇ**—હું જાણુંચ કુમીબાઈ કે તારી હાલત સારી નથી એકદમ બદલાઇચ-ધણીના પૈસા પેઢીમાં ડુબ્યા-તે અગાઉ તમારી હાલત સારી હતી-હાલત બદલાતા-બીચારો તારો ધણી ખૂશરૂ-હાર્ટ ફેલ્યોરથી બહેસ્ત થયો.

**કુમીબાઇ**—જેવી ખોદાની મરજી—

**દાદાભાઇ**—એવા સધીયારા સીવાય કંઇજ છુટકો નથી? પણ સંધીયારો કંઇ પૈસા નથી-અને પૈસા વગર ખોરાક પાણી મળતાં નથી—

**કુમીબાઇ**—બાવા દાદાભાઇ? તમારૂ ચઢેલું ભાડુ હું જરૂર આપશ દીકરા રૂસી જા બહાર જઇને રમ-(દીકરો જાય છે).

**દાદાભાઇ**—(બાજુમાં) છોકરાને બહાર મોકલાવ્યો તે સારૂ થયુ-જરા નિરાંતે વાત થશે—

**કુમીબાઇ**—શું વીચાર કરોચ બાવા?

**દાદાભાઈ**—મકુંજે કુમીબાઇ! તારા ધણી ગુજરવા અગાઉ-તમે મોટી જગ્યા વાપરતા હતાં-તેનું ચાર મહીનાનુ ભાડુ રૂપીયા છસો! અને હાલમા આ નાની જગાનુ ભાડુ છ માસનું-દોઢસો રૂપીઆ—

**કુમીબાઈ**—હાજી-તે હું જાણુચ—

# "થારસા."

## ૫૦ વરસનો જગજાહેર રામબાણ ઈલાજ.

સર્વે જાતના **સંધીવા** તથા **મરકીની** ગાંઠ ઉપર ભરવાની દવા.

આ દવા ભરવા પછી ૧૫ મીનીટમાં આરામ થતો માલમ પડે છે. લકવો, સંધીવા, સોજો, સાંધા તથા હાડકાંની કળતર, પીરૂ, કમર, તથા પીઠમાં થતો દુખાવો, પાસળામાં થતી કળતર, છાતીનાં સર્વે દરદો, દમનો ધુજારો, ફેફસાંનો સોજો, ગળામાં થતી ગાઠો, ગરદનનો દુખાવો, વગેરે સર્વે જાતના દરદો ઉપર આ દવા અતી ઉપયોગી છે.

ન્યુમોન્યા ઉપર આ દવા ચમત્કારીક ગુણ બતાવે છે. છાતીના જમણા ભાગ ઉપર તથા તેની પાછળ ગરદન નીચેથી આ દવા લગાડવી.

માર લાગવાથી સોજો અથવા લોખંડથી ઉંડા જખમ પડે તે ઉપર જખમના ઉંડાણમાં મુકવાથી સોજો આવતો નથી, ધનુરવા થતો નથી, હાફણ, દમ, ખાંસી ઉપર ભરવાથી આરામ થાય છે.

મરકીની ગાંઠ ઉપર દીવસમાં ૨૦ થી ૩૦ વતખ મળી ઉપર ૨ લગાડીને લગાડવાથી જીવજંતુ મરી જશે, ગાંઠ ફાટી અથવા બેસી જશે, અને દરદીને આરમ થશે.

સોલ એજન્ટસ :— ડઝન ૧૨-૮. બાટલી ૧-૪.

## બી. એ. એન્ડ બ્રધર્સ, દવાવાળા.

પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨. ૧૧, ઈઝરા સ્ટ્રીટ, કલકતા.

**દાદાભાઇ**—પણ તેનું વ્યાજ લગભગ એકસો વધીયુંચ-સમજી.

**કુમીબાઇ**—હાજી, તે હું બધું સમજુંચ. તેથીજ કાંઇ કામ કાજ શોધુંચ.

**દાદાભાઇ**—કામ કાજ સોધેચ? અરે કુમી તારાથી કંઇ કામ કાજ થાય? અમથી અતવઇ જાય-હું સલાહ આપું તેમ કર!

**કુમીબાઇ**—બોલો બાવાજી!

**દાદાભાઇ**—મારી ઓળખાણથી તારો હમણા પગાર બંધાવું-એમ તેમ ભલામણ કરૂં-તારા દીકરાને નિશાળે રખાઉં.

**કુમીબાઇ**—ઓ નહીરે જી! હું જાતે મહેનત કરીને, મારાં બચ્ચાંને જાતે શીખવીને મારૂં કરજ આપશ-તમે શું મને ઓશીયાળી બનાવવા માંગોચ! ભીખ મંગાવોચ? (સ્કાઉટ રૂસી અચાનક આવી બધું સાંભળેચ).

**દાદાભાઇ**—અરે દુન્યાની વાત કીધી-તેમાં ઇસકેરાયચ કાંય! તું કામ કરશે કયારે-અને બધું કરજ ભરપે કરશે કયારે?

**કુમીબાઇ**—એક થોડો વખત તમે થોભી જોઓ!

**દાદાભાઇ**—થોભ્યો! પણ મને નાણા મલવાની આશા લાગતી નથી.

**કુમીબાઇ**—આશા લાગતી નથી, એટલે? શું તે હું નહિ આપશ? શું હું નફ્તાઇથી ખાઇને ફરશ? ઓ મુરબ્બી, યાદ રાખો-કે મારાં બદનની નસે નસ કસી-ઘસી ઘસીને પૈ-એ-પૈ-પેદા કરીને મારૂં કરજ અદા કરશ, તોજ હું જરથોસ્તી મા બાપની દીકરી-તોજ મારા વ્હાલા અષો ખાવીંદ ખુશરૂની હું સાચ્ચી ધણીઆણી! (દાદાભાઇ અજબ થ.ય છે).

**સ્કાઉટ રૂસી**—(બાજુમાં) હા કેવી ગાય જેવી! પણ કેટલી કંગાળ! વાત કંઇ રૂપ લે એમ લાગેચ-બુઢાના રંગ ઢંગ સારાં લાગતાં નથી-કંઇ મતલબ દેખાયચ.

**દાદાભાઇ**—એ બધું ખરૂં! બોલવાનું સહેલું છે, પણ સૌને બા પૈસાની ગરજ.

**કુમીબાઇ**—હમદીનોને બચાવવાની પણ તમારી ફરજ છે.

**દાદાભાઇ**—પણ તેજ ફરજ સમજીને ચાલી ચલાવી મદદ કરવા આયો.

**કુમીબાઇ**—હરામના ટુંકડા ખવડાવવાની નસીહત કાંઇ મદદ નથી.

**દાદાભાઇ**—અરે નહીરે મારી કલેજી! વાત તેમ નથી (કુમી દગાઇ ઉભી).

**સકાઉટ રૂસી**—(બાજુમાં) બહેકીઓ-એ ઘરડો શું કહેવા માંગેચ! હા મારા સ્કાઉટ માસ્તર કેકીના સખુનો યાદ આવેચ. આજેજ કંઇ સારૂં કામ કરવાનો મોકો લાગેચ-મને બુઢાની વાતમાં ધોકો લાગેચ.

**કુમીબાઇ**—બાવાજી દાદાભાઇ જરા સલુકાઇથી બોલો.

**દાદાભાઇ**—હવે બધી સલુકાઇ રહેવા દેની! ગજવામાં પાઇ નહી અને આથામાં મોટી તહેકરાઇની રાઇ કેટલી? (બારી માંહેથી સ્કાઉટ માસ્તર કેકીનું જતાં, જોવું થાય છે-થોભી જાય છે).

**સ્કાઉટ માસતર કેકી**—(જોતાં) હેં આય શું! મારો નવો સ્કાઉટ રૂસ્તમ અહીંઆ?

**કુમીબાઇ**—એટલે શું કહેવા માંગોય-દાદાભાઇ?

**દાદાભાઇ**—શું મારા પૈસા અટકી રહે? તેની માંગણી નહી કરૂં?

**કુમીબાઇ**—જરૂર માંગણી કરો! પણ હું તે આપવા રાજી છેઉં-હું કહાં ના પાડૂંચ?

**દાદાભાઇ**—કયા તોફામાંથી આપશે? લાવની હમણા કહાં છે! (કુમી ગભરાય છે).

**સ્કાઉટ માસતર કેકી**—(બાજુમાં) આ બુદ્ધાની વાતની નોંધ હું સાચવું-મારો સ્કાઉટ રૂસી હયાં હાજર છે-એ પણ ઠીક છે.

**કુમીબાઇ**—હા, બાવાજી-તે તો ખરૂં, હમણાને હમણા કહાંથી લાઉં?

**દાદાભાઇ**—તેથીજ તુંને ઉપાય દેખાડવા આવોય.

**કુમીબાઇ**—બોલો તે ઉપાય!

**દાદાભાઇ**—તું-તું-મકુંજે ગુસ્સો ના કરતી-બન્યું તે બન્યું, હવે જે સારૂં થાય તે કરવું-તારા ધણીની વર્ષીને હજી બે મહીના છે.

**કુમીબાઇ**—હાજી-બે મહીના છે તેથી?

**દાદાભાઈ**—હા તેટલાં હું થોભશ.

**કુમીબાઈ**—ઓ તમારો ઘણો ઉપકાર! બે મહીનામાં તો હું થોડાબી આપી દેવાની કોશેશ કરેશ.

**દાદાભાઈ**—અરે નાદાન છોકરી, તું બરાબર સમજી નહી-પૈસા લેવા માટે થોભવાને હું કાઇ બે મહીના કહેતો નથી.

**કુમીબાઈ**—એટલે! તમે જલદી ટુંકમાં બોલો મારો જીવ ગભરાયચ.

**દાદાભાઇ**—જીવ ગભરાય-તેટલા માટે તુંને સંઘીયારો આપવા કોઇ મનીખબી તો જોઇએની?

**કુમીબાઇ**—એટલે?-મારો એખલો સંઘીયારો-મારો દીકરો મને પુરતો છે.

**દાદાભાઇ**—એટલે એટલે શું કરેચ? તું સમજતી નહી!

**સ્કાઉટ રૂસી**—(બાજુમાં) અરે વનોરાં! હું પોતે સમજતો નથી-તો બીચારી એ કેમ સમજે?

**કુમીબાઇ**—બાવાજી હું ગાફેલ કંઇ સમજતી નથી—મારી કદર કરો મને વખત આપો!

**દાદાભાઇ**—અરે એવું કંઇ નથી-સીધી સાદી વાત છે, તુંને ગમી તે તેમાંથી સારૂંજ થશે-અને હું ધારૂંચ કે તુંને તે ગમશે.

**કુમીબાઇ**—બોલો! બોલોજી!

**દાદાભાઇ**—મકુંજે કુમીબાઇ-મારે નવું ઘેર કરવું છે.

**કુમીબાઇ**—તમારા પૈસાથી એકના અનેક ઘરો લેઓ.

**દાદાભાઈ**—અરે એમ નહીં-મકુંજે હું પાછો પણવા માંગુંચ.

**કુમીબાઇ**—ભલે, તેમાં મને શું?

**દાદાભાઇ**—તારે ખાતરજ-તો હું તેમ કરવા તૈયાર છું.

**કુમીબાઇ**—મારે ખાતર? કાંય મારે ખાતર કાંય?

**સ્કાઉટ રૂસી**—(બાજુમાં) બુઢાના પાંખડ સારા નથીજ.

**દાદાભાઇ**—તો તારા વગર મને સોહવાય નહી—અને તેમ જો નહી થાય તો કરજબી ભરપે થાય નહી.

**કુમીબાઇ**—એટલે! શું હું તમારૂં કારજ સાંધી આપું?

**દાદાભાઇ**—અરે નહીરે—એટલે એમ કે-હું તારી સાથે, તારા ધણીની વરસી વીતા નાતરૂ કરવા તૈયાર છું.

**કુમીબાઇ**—(શૉક ખાઇ દુર થાયચ) ઓ ખુદા!

**સ્કાઉટ રૂસી**—(બાજુમાં) ઓ એવું થાયચ-કે બુઢાનો રોટો દાબુ-પણ જરા સબર!

**દાદાભાઇ**—ગભરા ના! કુમી ડીયર ગભરા ના! એ તો જગતની રીત મેં તુંને કહી.

**કુમીબાઇ**—ચુપ! ઓ ચાપલુસખોર! ચાઇચાઇના ચકચકીત ચંડાળ! મારી આફતમાં આવી નીચ જાળ? ફુલ તારી જરદીપર! ફુલ તારી જરથોસ્તી તરીકેની ખોટી લભાસપર-એકદમ હયાંથી ચાલ્યો જા!

**દાદાભાઇ**—ધીરી પર! ધીરી પર! નાખે જીભ લગાડનારી એવી ઘણી જોઇચ-ભૂખમરાના દૈવના દાંત હજુર તારા કલેજામાં પુરતા લાગા નથી.

**કુમીબાઇ**— ઓ નાપાક! તારો ઠાર સીહાં-ગારમાં થાય! ઓ નજીસ હયાંથી જા? તારૂં મોઢું કાળું કરીને જા! ભૂખમરાના દેવના દાંતથી કલેજું કરડાશે, તે હું મૌજ સમજીશ—પણ તારા જેવા નીચની ગુલામડી તરીકે રહેવાની હોંશને કુમી ઠોકર મારશે-જા-અહીંથી.

**દાદાભાઇ**—જાય તે કેમ! કહ્યા જાય? બાહુ આપ્યું નથી–એટલે જગ્યા પર આવીને રહેવાનો એખલો હક મને છે.

**સ્કાઉટ રૂસી**—(એકદમ ધસી જઇ–ગરદન દબાવી) નીકળ? ઓ ઘરડા ઘુવર નાકલ?

**સ્કાઉટ માસ્તર કેકી**—(બાજુમાં) હા હવે મારો નવો સ્કાઉટ રૂસી કંઇ કરશે ખરો!

**દાદાભાઇ**—હે! એ આએ કોણ જવાન પકડ્યો! કેમ કુમીબાઇ આએ કોઇ તમારા હીમાયતી છે કે! હીહીહીક!

**સ્કાઉટ રૂસી**—ચુપ! ઓ દાદાગીરી કરનાર એબ લગામના દાદા! દાદાના નામને ખરાબ લગાડનાર–નીચ હલકટ હૈવાન! દુર થા!

**દાદાભાઇ**—અરે ઓ તીન પાવા!

**સ્કાઉટ રૂસી**—તીન પાત! બીન પાત! કંઇ ચાલશે નહી–જા–નહી તો આ બાનુની સપાટે ટીપી નાંખશ.

**દાદાભાઈ**—દુર હટ છોકરા! કુમીબાઇ! રખેવાળ તો ઠીક રાખ્યો છે! હં–હવે સમજીઓ.

**કુમીબાઇ**—તારા બાપનું કપાળ સમજ્યો!

**દાદાભાઈ**—કે-તમે આએ જવાન સાથે પણવાના છેઓ! હં!

**કુમીબાઇ**—ઓ શયેતાન થોભ! તારૂં બોહતાન ના જોડ.

**દાદાભાઇ**—જોડે શું! હું બહાર જઇ ફજેતી કરશ–રૂસવાઇ કરશ–કરજની વાત તથા આ જવાન સાથની તારી દોસ્તી જાહેર કરશ.

**સ્કાઉટ માસતર કેકી**—(કેટલા સ્કાઉટસ અને કબ્સ સાથે દાખલ થતા) અફસોસ! જ્યારે આવા ઘરડાઓ મોહલ્લે મોહલ્લે અને ઘેર ઘેર આવા ધતીંગ કરવા તૈયાર પછી જુવાનો માટે શું વીચાર?

**કુમીબાઇ**—તમે કોણ છેઓ બા?

**સ્કાઉટ માસ્તર કેકી**—તમારો જરથોસ્તી ધર્મ ભાઇ!

**દાદાભાઇ**—(બાજુમાં) આ કોણ નીકલી આયો? નવા સાથે નવી લડાઇ! (માસ્તર તરફ) મુરબ્બી–તમે કોણ છેઓ! કુમી સાથે શું સગાઇ?

**સ્કાઉટ માસ્તર કેકી**—હુ બહાર ઉભો–બધું સમજતો હતો–તમારી એબીવલ વાતોથી આ લાચાર વીધવા કંટાલો મેલવતી હતી–તે સાંભળી હું એમને બચાવવા હયાં આયો–એમની લાગણી તમે ઘણી દુઃખાવી.

**દાદાભાઇ**—એબ લગામણી લાગણી એટલે શું!

**સ્કાઉટ માસ્તર કેકી**—જ્યાં એ બાયજીની મરજી નહી–તે કામ તમો કરવા ફરમાવો–સતાવો! એ કેવું ખરાબ?

**દાદાભાઈ**—તો–ત્યારે મારા પૈસા અપાવો–અને મારૂં ઘેર ખાલી કરી આપો! તમારી ફીલસુફી તમારી પાસે રહેવા દેવો? રાત દીવસ પૈસા પેદા કરવા હમે જીવતોડ મહેનત કરીયે–પૈસા માંગવા આવ્યે તો મહીનાઓ સુધી તેનો પત્તો નહી મલે?

**સ્કાઉટ માસ્તર કૈકી**—તેથી–ન ગમતી માંગણી કરી–તમારી મતલબ સાંધવી?

**દાદાભાઇ**—દુન્યાની વાત કીધી. મેં એવણ સાથે નાતરૂ કરવા માંગ્યું, પણ મને તેમી હવે પસંદ નથી, કારણ કે તમારા જેવા એવણના હીમાયતીઓ ઘણા છે.

**કુમીબાઇ**—ઓ બાપ તોલ જેવા ઘરડા ચુપ! એવું બે મલાહજે જેવું બોલતા થોભ! જરા શરમા!

**દાદાભાઈ**—પોરી–બધી ચાપલુસી છોરી દે! અને મારા પૈસા અબઘડી તોલી દે! નહી તો તાંચ લાવીશ–જપતી કરાવીશ–બસ હવે એમજ! મૂંજ ખુજરોગની સમજ નહી માની?

**કુમીબાઇ**—(લાચાર બની) બાવાજી! તે માટેજ તમારી ઓશીઆલી છું–હું નહી તો મારો ખુદા આપશે.

**દાદાભાઇ**—ખોદા આપશે? કહાંથી આપશે! કીયા ચુલામાંથી આપશે! ખુદ દાદાર અહુરમઝદે તો મારા દીલમાં મયા, દયા રહેમ આપી–તેથી હું ચાલી ચલાવી સારી વદાઇ લાવો–તે તો બાઇજીને ગમ્યું નહી!

**કુમીબાઇ**—ખબરદાર! તારી નજીસ માંગણીની જબાન વધુવાર ચલાવીચ તો—

**દીકરો**—(રજીસ્તર કાગજ સાથે દાખલ થતાં) મમા–મમાજી! (બધાંને જોઇને ગભરાઇને)–એ આઓ કોણ બધાં?

**કુમીબાઇ**—ગભરા ના! દીકરા–એ આપરા હમજાતીઓ છે!

**દીકરો**—મમા આ પોસ્ટનો સીપાઇ તમારૂં રેજીસતર કાગજ લાયોચ.

**કુમીબાઇ**—રેજીસતર કાગજ? મારા ઉપર! શાનું હોશે? (કાગજ લઇ સહી કરી આપેચ–ઉખેડી વાંચે છે).

**દાદાભાઇ**—(બાજુમાં) હોશે, કોઇના ઉછીકા નાણા લઇ દારુનાટલો કીધો હોશે! તેનો ધડાકો હોશે–હવેજ મારા સપાટામાં આવશે (મળકાય છે).

**કુમીબાઇ**—ઓ શુક્ર ખોદા! મારા વ્હાલા અષો ઘણી ખુશરૂ! તારી મીનોઇ બરકત અમારા ઉપર તુંથીજ ઉતરી.

**દીકરો**—શું છે મમ્મી?

**કુમીબાઇ**--કંઇ નહિ દીકરા! ખોદાયજી અને જરથોસ્ત આપરી આગળ

આયા નહી-પણુ તેઓએ આપણી ગરીબ-મુગી પણ પાક આંતરડીની દુવા લીધી.

**દાદાભાઈ**—(બાજુમાં) બીચારીનું મસતક ગયુંચ.

**સ્કાઉટ માસ્તર કેકી**—તેમ હોય તો હું તમોને મુબારકબાદી આપું છું.

**કુમીબાઈ**—ભાઇ તમારો ઉપકાર માનુંછ-બાવાજી દાદાભાઇ, તમોને હવે મારી ઉપર નોટીસ તથા તકાજો કરવાની હવે જરૂર નથી-દુબેલી પેઢી નવેસરથી મંડાઇ છે-મારા ધણીના હજારો રૂપ્યા બેન્ક તરફથી પાછા મલનાર છે. હાલમાં મને ચેક મલ્યો-તે વટાવી હાલ તમારા પૈસા આપશ-તથા ઘેર ખાલી કરી આપીને જવશ.

**સ્કાઉટ માસ્તર કેકી**—ચેત! ઓ બુઢ્ઢા! ચેત! ખોદાઇ લાકડીના અવાજથી વાકેફ થા!-ભલાઇ બુરાઇ કરવાનો નતીજો જો!

**કુમીબાઈ**—ઓ મરાઇ માયના વ્હાલા દીકરા-તું વખતસર આવી-આએ દાદાનો ગળો દાબતે નહી-તો મારા ઉપર શું સીતમ કરતે? તે હું જાણતી નહી-(પેટમાં દાબી) જીવતો રહે! અને જરથોસ્તીઓ માટે આવી બાહદુરીના કામ કરતો રહે! બેટા એવણુંને ભેટ! આ પણ આજથી તારો ભાઇ અને દોસ્ત થયો છે-અને સ્કાઉટના નામને શોભાવી રહયો છે.

**સ્કાઉટ રૂસી**—ઓ તમે કેવા ભલા? તમારી માયાથી મને આજે ઘણું રૂડુ લાગેચ-(સ્કાઉટ માસ્તર કેકી આગળ જઈ ગુડણે પડી) સાહેબ! હું તમારો આભારી છું-તમોએ દીધેલી શીખામણથી હું ભલું કરવા ભાગ્યશાલી થયો, તેથી આજે હું બેહદ ખુશી છું.

**સ્કાઉટ માસ્તર કેકી**—ઉઠ! એમાંજ જરથોસ્તી ધરમનો ઉંચો પાઠ અને સ્કાઉટીંગનો નમુનો તેં બજવ્યો છે-મારા ફરમાનને માન આપી, તુંજ માન પામ્યો-બીરાદર સ્કાઉટસ હવેની આપણી મીટીંગમાં આ સ્કાઉટ રૂસીને પેટ્રોલ લંડરની ડીગ્રી તથા **બહાદુરીનો બેડજ** એનાયત કરવાની ક્રીયા કરશું.

**બધા સ્કાઉટસ અને કબ્સ**—Three cheers for Scout Rusi, long live Rustom the Great.

**દાદાભાઈ**—સાહેબો હું તમારી આ છેલ્લી વાતથી અજબ થયો છું-તમારી સ્કાઉટની હીલચાલથી મારાં જીગરપર મને ઉંડી અસર થઇ છે-હું ગઇ ગુજરી માટે અફસોસ કરૂં છું-પસતાઉં છું-માફી ચાહું છું-કુમી દીકરી માફ કર! મારૂં ભાન ભુલ્યો-આજથી હું પણ સારો શહેરી અને જરથોસ્તી બનવા વચન આપું છું. અને મારી મોટી પુંજી, આજસુધી મેં વાપરી નથી, તેમાંથી ૧૦૦૧ રૂપીઆ આ ટ્રુપ ફંદમાં ભલા કામ કરવા હું આપું છું.

**માસ્તર કેકી**—Thank you very much.

**બધાંઓ**—આમીન! આમીન! આમીન!

**God save our King.**

**સમાપ્ત.**



આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ કૅપટન પ્રીંટીંગ વર્કસ, નં૦ ૪૧H, લાલબાગ, પરેલ, મુંબઇ મધે રૂસ્તમજી ડોસાભાઇ શરાફે છાપ્યું છે,

અને

હોરમસજી સોરાબજી મીસ્ત્રીએ, મીસ્ત્રી બીલ્ડીંગ, ખેતવાડી ખંબાતા લેન, મુંબઇ, મધેથી પ્રગટ કર્યું છે.



## માસતર્સ ટ્યુટોરીયલ હાઇ સ્કુલો માટે નામાંકીત યુરોપીયન અને હીંદી સરકારી અમલદારોના અભીપ્રાયઃ—

### ડીરેકટર ઓફ પબ્લીક ઇનસ્ટ્રકશન મી૦ હેસકેટનું મત:—

"આ શાળા એક ઉપયોગી કેળવણી ખાતું છે. ગુજરાતીની મદદ વગર અંગ્રેજી કેળવણી પહેલેથીજ આપવામાં આવે છે અને એ શાળાના પરીણામો એ પદ્ધતીનું ઉપયોગીપણું સાબીત કરે છે; કારણ કે મને જણાયું હતું કે શીષ્યોએ વ્યવાહરૂ અંગ્રેજીનું સંગીન જ્ઞાન સંપાદન કર્યું હતું અને સવાલો ઘણી ચંચળાઇ અને ઝડપથી સમજી શકતા હતા.

જો કે આ નીશાળ એક ખાનગી માલેકીની છે તે છતાં મને માલમ પડ્યું હતું કે તેના અધીકારીઓ પૈસા કમાવા કરતાં એ શાળાનું ઉપયોગીપણું વધારવા માટે વધુ કાળજીમંદ હતા."

### સુપ્રીન્ટેન્ડન્ટ ઓફ એઇડડ સ્કુલ્સનો અભીપ્રાય:—

"મી૦ અનાજી અને મી૦ કુતારને આ શાળાનો કારોબાર ઉત્સાહ અને અંકુશથી ચલાવવા માટે ધન્યવાદ ઘટે છે.

સરસ્વતી મંદીર કે જ્યાં આ શાળાનું સ્થાન છે, તે એક સુંદર, વીશાળ અને હવા ઉજાશવાળું મકાન છે, કે જ્યાં એક શાળા માટે જરૂરની લગભગ દરેક સામગ્રીઓ હાજર છે. મારે જણાવવું જોઇએ કે સામાન્ય રીતે શીક્ષણ તેમજ કેળવણીને લગતી દરેક બાબદોમાં ઘણાક આવકારદાયક સુધારા વધારા કરેલા માલમ પડે છે."

### યુનીવરસીટીની જોઇંટ બોર્ડના પ્રતીનીધીઓ શું કહે છે?

"આ નીશાળના પ્રીન્સીપલો લાંબા વખતના અનુભવી શીક્ષકો અને આબાદાર ગ્રહસ્થો છે. તેઓનો ઉત્સાહ તથા પ્રતીષ્ઠા અને શીક્ષણનો બહોળો અનુભવ તેમજ બાનુ શીક્ષકોનો ફરજ તરફનો ભક્તીભાવ એ શાળાની એક મીરાસ ગણી શકાય. અમે ધારીએ છીએ કે એ શાળા ઘણીજ કુશળ-તાથી ભવીષ્યમાં ચલાવવામાં આવશે.

મુંબઇમાં જવલેજ દેખાતી એક ખાસ ખુબી, આ સ્કુલના સંબંધમાં અમે જોઇ તે એ છે કે એ સ્કુલનું મકાન હવા ઉજાશવાળું અને સ્કુલને લાયકનું ખાસ બંધાવવામાં આવ્યું છે."